226

४२४४

# सिद्धराज जयसिंहना नाटकना गायनो.

શોખીલા સજ્જનોને માટે

રચનાર પાસેથી હક વેચાતો લઈ છપાવી પ્રસિદ્ધ કરનાર.

**શા મોહનલાલ જેઠાભાઇ-કોઠવાળા**
તથા શા. વાડીલાલ હરીલાલ.

ખાસ અમદાવાદ આર્યવિજયવંછિત નાટક કંપનીને માટે.

અમદાવાદ- "હિંદુસ્તાન" પ્રિંટીંગ પ્રેસ માં પ્રેમચંદ કસ્તુરચંદે છાપ્યાં.
સંવત ૧૯૪૫ સને ૧૮૮૯

કિંમત ૦—૨—૬

# नाटकना पात्रो.



| | |
|---|---|
| સિદ્ધરાજ જયસિંહ | ...........ગુજરપતિ મહારાજા |
| સાંતુ.................... | સિદ્ધરાજનો પ્રધાન. |
| મીનળદેવી.................. | સિદ્ધરાજની માતુશ્રી. |
| અજયસિંહ........... | સિદ્ધરાજનો એક સામંત |
| ભિષ્માનંદ............ | આબુમાં વસનાર એક સાધુ. |
| અચુત્યાનંદ............... | ભષ્માનંદનો એક શીષ્ય. |
| મનોહર દેવી............ | મીનળદેવીની એક દાશી. |
| જશમા.............................. | વીકમની સ્ત્રી. |
| બારોટ .............. | અયોધ્યા નગરીનો રાજ્ય કવિ. |
| મધુમુખી............... | અયોધ્યાના રાજાની છોડી. |
| યશોવર્મા........................ | માળવાનો રાજા. |
| ખેંગાર......................... | જુનાગઢનો રાજા |
| રાણકદેવી........................ | ખેંગારની સ્ત્રી. |
| અર્જુન..................... | અયોધ્યા નગરીનો રાજા |

આ શિવાય દાસ દાશીઓ વિગરે.

# सिद्धराज जयसिंहना नाटकना.

## गायनो

४२४४

### મંગળાચરણ.

પુર્ણ થયો છે ખેલ, સજનો પુર્ણ થયો છે ખેલ. (એ રાગ)
વિનતી ધરજો ધ્યાન, જગપતી વિનતી ધરજો ધ્યાન–જગ૦
સુંદર નાટક આજ ભજવવા, સાહ્ય થજો ભગવાન. જગ૦
આજ અલૌકીક ઉત્તમ દીન છે, પ્રિતે પધાર્યા ગુણવાન. જગ૦
સિદ્ધરાજ જયસિંહ તણું આ, નાટક છે અભીધાન. જગ૦
મધુમુખી તેની સતી સાધવી, નિર્મળ નહી નાદાન. જગ૦
તે મુકી કરી કામવાસના, રાણકદેવી સમાન. જગ૦
માર્યો પતિ એ સતિ નારનો, ખેંગાર ખુબ બળવાન. જગ૦
અંતે બળિ એ રાણકદેવી, શ્રાપ દેઈ બેભાન. જગ૦
એ આદિક સહુ વાત તેહની, સિદ્ધરાજ ઇનશાન. જગ૦
આજે એ નાટક તમ પાસે, કરવા માગીએ માન. જગ૦

## પ્રવેશ ૧ લો.

સ્થળ—પાટણ નગરીની રાજ્ય કચેરી.

**સિદ્ધરાજ**—સભામાં આસનપર બેસી પોતાના પ્રધાનો વીગરેને પોતાના રાજ્યની તથા રૈયતની કેવી વ્યવસ્થા ચાલે છે તે વીશે પુછેછે, પ્રધાન નીચે પ્રમાણે જવાબ આપે છે.

પ્રધાન—

મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી એ રાગ.

વશ વરતે સહુ ગુર્જરો આપની પાસે,
કીધા છે જોર જુલમ સર્વ માહારાજે;
ના અરસપરસ કો વેર મનમાં લાવે,
વિધ વિધના વૈભવથકી દેશ શોભાવે.
ભરીયું છે કળા કૌશલ્યે રાજ્ય આ ભારી,
લક્ષાધી લોકો વસે વડા વેપારી;
ખેતીવાડી આબાદ ખેડુ ખુશમાં છે,
થઇ રહીછે લીલા લેહેર, સરવે સુખમાં છે.
છે અદલ ન્યાય ઇનસાફ રાજ્યનો સારો,
દીન દીન વધતો દીસે છે સદા સુધારો;
દેવીના સરખાં માત આપનાં દીસે,
તે જોઈ સૌ ઉમરાવતણું મન હીસે.
દીસે નહી નર નાદાન કોઈ આ કાળે,
પુત્રની પેરે સહુ પ્રજા સંભારે.

સિદ્ધરાજ— ગીતિ.

કરી પ્રજાનુ પોષણ, પ્રેમ ધરીને પુત્ર સમી પાળે,
દયા ધરે બહુ દીલમાં, દેશાટણ કરી સુખ દુઃખ સંભાળે,
શત્રુને સંહારી દુર વીચારી, અન્ય દેશ લેતા,
ગૌબ્રાહ્મણને પાળે, સૂરો મહિપતી તેને સૌ કેતા.

## પ્રવેશ ૨ જો.

સિધરાજ— (રાજાજીતો સો ગયા એ રાગ)

સુણો માતા સુખદાતા મારી, કરૂ વિનંતી આજ,

વિચાર સુજ્યો મુજ મનમાહે, જોવા જાવું રાજ.
ગુર્જર ભુમિ સર્વ નિહાળી, પ્રજા સુખ દુઃખ સાર;
ઉત્તમ કે મધ્યમ આબાદી, સા ચાલે વેપાર.
ખેતીવાડી કેવી થાયે, પ્રજા કરે શું કાજ;
શો વહીવટ ચાલે છે જગમાં, કેવાં માંડલીક રાજ,
છે ઉન્મત્ત અહંકારી, કોઇ કે સૌ શાંતી જણાય;
કેવું કામ ચલાવે સરવે, કેવા થાયે ન્યાય.
તે જોવા ઇચ્છા છે મારી, માનો માજી વાત;
ફરવા જાવું સેન્ય લઈને, દ્યો આજ્ઞા મુજ માત.
નહીંતો આપ પધારો સાથે, હુકમ આપશો જેહ;
શેવક હું છું સદા આપનો, પ્રિતે પાળુ તેહ.

**મીનળદેવી—**

મોહી રહયો છું મંદ હાસ્યમાં છબીલી— એ રાગ.

સાચી સહુ છે વાત તારી,
કુંવર મારા સાચી સહુ છે વાત તારી. ટેક
ધન્ય છે સપુત સુત પુત્ર તુજ જેવો;
નીપન્યો આ કુખમાં મારી. કુંવર મારા.
બાળવયે પણ નિપુણ દીસે છે
કાજ કરે રાજ્યના ભારી- કુંવર મારા.
પતિનો ધર્મ એજ પ્રજાને પાળવી.
સંકટ સમયે સહાયકારી. કુંવર મારા.
લંપટ હરામી શું હેત નવ રાખવું
શત્રુને સર્વદા સંહારી. કુંવર માર;
સુખનાં સાધન સહુ દુનીયાંને દેવાં;

શાંતી રહેછે જેથી સારી. કુંવર મારા.
બુદ્ધી જોઇને આજે તારી લાડકડા;
આશા સફળ થઈ મારી. કુંવર મારા.

ગીતી.

એ શાણા સુત મારા, નીશ્ચે આપણે પરદેશે જાવું;
હું આવીશ તુજ સંગે, કહેજો સેન્યને તૈયારી થાવું.

મીનળદેવી તથા સિદ્ધરાજ કેટલુંક સેન્ય લઇને આબુ તરફ જાયય છે.

## પ્રવેશ ૩ જો.

સીદ્ધરાજ વનમાં ભુલા પડવાથી કંટાળીને પોતાના પ્રધાન પ્રત્યે કહે છે.

**સિદ્ધરાજ—** રાગ ગોપીચંદનો.

શાણા સરદારો શું રે કરીસુ ઉજડ રાનમાં;
કેણીગમ જાવુ સુઝે નહીરે મુને ગામમાં. ટેક
નીશા અંધારી નવકાંઇ સુજે દીસે પ્રોઢા પહાડ
અનેક પક્ષી ઉપર બોલે પોકારે સીંહ બરાડરે. શાણા સરદારો
ઉંડા કોતર ઉતરીએ ને ચઢીએ ગીરી વીકાળ.
કાંટા કંકર અંગ ઉઝરડે મારે પશુંઓ ફાળરે– શાણા૦
ભુખ તરસને નિદ્રા ત્રણે આવી મચાવે જોર.
શબ્દ મનુષ્યનો શ્રવણ પડે નહીં દીસે અંધારૂ ઘોરરે—શાણા૦
કાયા મારી થરથર કંપે શરીર શુદ્ધ વીસરાય.
વ્યાકુળ અંગ બન્યુ વન દેખી હવે નહીં હીંડાયરે– શાણા૦
ભુલ થઈ હું રાત સમયે નીકળીયો ઘર બાહાર,

ઓ ઇશ્વર હું માફી માગુ આ વેળા ઉગારરે- શાણ૦

વહાલી માતા ઘેર કકળશે આશુ કીધુ કામ.

મુખ જોયા વિણ નિશ્ચે મરશે શું થાશે સુખ ધામરે—શાણ૦

**અજબસિંહ—** રાગ સદર.

સુખ દાતા મારા, ધીરજ રાખોરે સ્વામી મનમાં

શું શોક કરો છો રક્ષા કરશેરે પ્રભુ વનમાં- ટેક.

ત્રણ જણા છે સેવક સ્વામી આપ તણી સંગાથ.

ઉની આંચ આવે નહી તમને માનો મારા નાથરે. સુખ૦

જીવ હશે આ દેહ મહી ત્યાં સુધી ફીકર નહીં લેશ.

બેસો મુજ ખાંધે ભય મુકી પહોચાડુનીજ દેશરે. સુખ૦

હશે થયુ ઇશ્વરને ગમતું ના થાશો ઉદાસ.

રક્ષા કરશે શ્રી રઘુવીરજી સંગે સબળા દાસરે. સુખ૦

તેવામાં એક તાપણી વેગળે બાવાની મઢી દેખાય છે ત્યાં ત્રણે જણ જાય છે.

**સિદ્ધરાજ.—**

વિધીનાં કામ છે કેવાં- એ રાગ.

કહું છુ હું સત્ય સ્વામી ખરે, પડયું શીર કષ્ટ ઝાઝુ અરે.

વિખુટો પડયો હું માતાથી, લખાવ્યું આ કષ્ટ વિધાતાથી;

કહું છુ હું સત્ય સૌવાણી, ઉગારો મને ક્ષમા આણી.

નથી ભૂત પ્રેત હુ માહારાજા, ગુર્જર દેશનો હુ છુ રાજા;

કરણનો હું સુત મીનળ માતા, દયા લાવીને કરો શાતા.

વાટે ચાલતાં દીશા ભુલ્યો, પડયો દુખ દરીઆમાં ડુલ્યો.

આવ્યો શરણે તમારીરે, રક્ષા કરો નાથ અમારીરે.

કરરે પ્રણામ સ્વામી હું, શરણ આવ્યો હું શેવક ..

# પ્રવેશ ૪ થો

સ્થળ આબુઆગળ મહારાજાની છાવણી,

મિનળદેવી—

ધીક યુવા ધિક મુજને એ રાગ

ધિક કહું મુજ જાતને, બળ્યુ રાજને પાટજી;
પુત્ર જતાં મારૂ સૌ ગયુ, લાગે વસમી આ વાટજી— હું રે
અભાગણી તુજવીના

મોટી આશા હતી મનમાં, થઇ મીથ્યા આ વારજી;
દુખના દિવસ મારા કેમ જશે, વિના પ્યારો કુંમારજી. હું રે

દાસી—

ધીરજ ધરો તમે માવડી, હોશે કુશળ ક્ષેમજી;
સહાય કરે ઇશ્વર સદા, કરો રૂદન કેમજી. ધીરજ

મિનળદેવી—

પુન્ય મારૂ પરવારીયુ, થઇ કુંવરની ઘાતજી;
કર્મ ફુટયુ મારૂ કો નહી, માનો સાચીરે વાતજી. હું રે

દાસી—

પુરીપતીજ થયા વિના, શીદ તલસો છો માતજી;
પુન્ય આકુતમ આવશે, રક્ષા કરે જગ તાતજી. ધીરજ

મીનળદેવી—

દાસી ધીરજ રહેતી નથી, જાણુ સુનો સંસારજી;
સંતાન હીન થઇ અરે, જાતાં વાહાલો કુંમારજી. હું રે

દાસી—

આક્રંદ છોડોને માતજી, ધરો ઇશ્વરનું ધ્યાનજી.
... હાય થશે સદા, રક્ષા કરે ભગવાનજી, ધીરજ.

**મીનળદેવી—**

જળ વિના જેવી માછલી, પુત્ર વિના હું માતજી;
જીવજશે મારો આ સમે, કરૂ દેહની ઘાતજી.—હું રે

એવામાં સિદ્ધરાજ પ્રવેશ કરીને અરસ પરસ ભેટેછે.

## પ્રવેશ ૫ મો.

સ્થળ ભરૂચમાં માહારાજાની છાવણી સિદ્ધરાજ પછીનો અનુચર
એટલામાં એક અનુચર પ્રવેશ કરે છે અને કહે છે

**અનુચર—**અરે લાલદેવ—એ રાગ

સુણો સિદ્ધરાજ કરૂં વિનતી,
ખબર કહેતા જીભ આ ઉપડતી નથી;
માહા દુષ્ટ રાજા માળવનો ખરે,
કીધા કામ કેવા જુઓને અરે.
લઈ લશ્કર આવ્યો તે લડવાને કાજ,
ગુર્જર સ્વારી નહોતી તેથી માહારાજ;
પ્રધાને દ્રવ આપીને અળગો કર્યો
તેથી તે લડયાં વીના પાછો ફર્યો.
નમાવીને સીસ. કરૂં વિનતી.
ખબર કેવા આવ્યો છું આજ અહી

**સીદ્ધરાજ—** છપ્પો.

અરે માત સુણ વાત, હવે નહી નહીં ધીર ધરાયે;
લાગ્યો કુળમાં ડાગ, નહીં મુજથી રેહેવાયે.
પતિ માળવા તણો, આજ ગુર્જર પર આવ્યો;
મુજને હણવાકાજ, સૈન્ય સબળુ તે લાવ્યો.

પીડી રૈયત રાંકડી, વાંક વીણુ વસમાં થઈ;
શરમ ગણી નહીં માહરી, ધન લેઇ પાછી ગઇ.

સૈવયો.

હે ઇશ્વર આ વેળા મારો ક્રોધ સહન નવ થાય લગાર
નિશ્ચે જઈને માળવ ઉપર જાવાં સેન્ય કરૂ તૈયાર
કાયર થઈને બેશી કેમ રહેવું શત્રુ માથે ગાજે ઘોર
શું સાંખી રહે ગુર્જર રાજા જોવુ છે માળવનું જોર.
કડા ઝુડ બે કટક લડાવુ મારૂ જઇ માળવનો નાથ;
રૂધીરની નદીઓ રેલાવુ શાંત થશે ત્યારે મુજ હાથ.
યાદ રાખ યશોવર્મા તું વેર લેઉ જ્યારે તુજ સંગ;
ઉજ્જન રાજ્યે ધજા ફરકે તો ગુર્જરનો જાણો રંગ.
બંધીવાન કરીને લાવું કેદ રાખુ પાટણની માંય;
કર્ણરાયનો પુત્ર પાટવી સીદ્ધરાજ જાણે તું સોય.

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ**—પાટણ આગળ સરોવર.

**સિદ્ધરાજ**— રાગ બનજારો.

આ અદભુત રૂપની નારી, હું ખુશી થઉ નજરે બાળી;
શશી સરખુ મુખ બીરાજે, જેનું ઓરૂ ગાત્ર સુભ છાજે;
આંખડલી છે અણીયાળી. હું ખુશ
દેવાંશી દીર્ઘ કપાળી, છે સુખ દાત જરા વાળી,
નર મોહ રૂપ તું નારી. હું ખુશ.
છે ચંદ વદન સુભવેશી, મ્રગાક્ષી નયન સુકેશી,
તે ચિત્ત હરણ કરનારી. હું ખુશ.
છે મખડ નયન ચતુરાઈ, પદ્મની પતી સુખદાઈ,

તુજ પતી ધન્ય સંસારી. હું ખુશ.
અપ્સરા સરખી દીસે, તુજને જોઇ મનડું હીસે,
કાંતી છે કામણગારી. હું ખુશ.
મોહયો હું મહીલા તુજથી, વહે તાપ સેવાય ન મુજથી,
નીરવલ થઉ વાત વીચારી. હું ખુશ.

કહું શું નશીબે દુઃખીઓ કીધો છે—એ રાગ.

પ્રાણ પ્રીયા મુજ મોહોલે પધારો,
સુખ દઇને કરો સફળ જનમારો. પ્રાણ.
તુ નથી લાયક કામ એ કરવા,
અન્ય વસે છે મનુશ હજારો. પ્રાણ.
માન્ય વંતી મહીલા તુજ મારી.
આપુ સદા સૂખ વૈભવ સારો. પ્રાણ.
પટરાણી કર પ્રેમદા પ્યારી,
સાથ ન તાગુ કદી સુખ તારો. પ્રાણ.
વિધ વીધના સુખ ભોગ ભારી,
દાશ થકી તું સદૈવ્ય હજારો. પ્રાણ.
સ્વીકારજે શાણી આ વાણી,
આજ બન્યો અભીલાષી હું તારો. પ્રાણ.

## પ્રવેશ ૭ મો.

**સ્થળ**—જશમાનો ઝાડ તળેનો મુકામ.

**જસમા**—અમર ફળ આવ્યું હવે તેનું તે શું કરવું રે એ રાગ.

આવું શું વદો છો મોટા મહીપતી જાણું રે,
પીતાના સરીખા હું તો આપને પ્રમાણું રે. આવું

પ્રજા છે સર્વ આપ પુત્રની સમાણીરે,
માત તાત નૃપ એવી મોટાની છે વાણીરે. આવું
આપ છો પવિત્ર કુળ સોળંકીના સુતરે,
શાણા સરદાર સુરવીરના સપુતરે. આવું.
નીચમાં હું નીચ છું અધમ જાત મારીરે,
ગરીબ મજુર જે ત્રીકમની હું નારીરે. આવું.
લાગશે કલંક આપને આ વાત ભુંડીરે,
રાજની કન્યાને વરો જોઈ રૂપ રૂડીરે. આવું.

ઓધવજી સંદેશો કહેજો શામને—એ રાગ.

પતીવ્રતા નારી હું સુખ ઇચ્છું નહી,
પ્રાણ થકી મને વહાલો મુજ ભરથાર જો;
ગરીબ હશે પણ સ્વામી એ મારો સહી,
ના જોઇએ મને ધન વૈભવ નીરધાર જો. પતી.
રાજ્યભુવન નાના વિધ વૈભવ ના ગમે,
અખંડ રહો મુજ ઝાડ તળેનો વાસ જો;
જુનુરે ઝુંપડલુ મારે સુખનું,
દુઃખદાયક મને લાગે મેહેલ અવાસ જો. પતી.
ગાંડો ઘેલો પણ પતી એ માહરો,
જેવો જોયો માત પીતાએ નાથ જો;
તે સ્વામી શીરછત્ર ગણું હું સર્વદા,
મળજો મુજને જન્મો જન્મ એ સાથ જો. પતી.
આજ થકી મુજને એવું કહેશો નહીં,
નહીં તો કાઢ પલક એકમાં પ્રાણ જો;
નગર તજીને જઇશું અમે દૂર દેશમાં,
સત્ય વચન હું કહું છું એહ સુજાણ જો. પતી

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—અરણ્ય

**સિદ્ધરાજ**—વેલા ઉઘાડો દ્વાર સદેવંત વહેલાં ઉઘાડો—એ રાગ

કેમ જાય રશીલી નાર, પ્રીયા મુકીને મુજને,
હું તો મોહી રહયો દીલદાર, પદ્મણી પ્યારી તુજને. ટેક
તું લાયક છે મા!હરે, શરખા સરખી જોડ.
વસો જશમા રહો મહેલમાં, બનો રાણી શીરીને ઓડ.
ન જાશો મુકીને મુજને.

**જશમા**—

અગ્ની લાગો મેહેલમાં, સુખમાં લાગે લાય,
પ્રાંણ જતાં પણ નહીં ડગુ, કાંતો પૃથ્વી પ્રલય થાય.
મુકી દયોને પાલવ મારો

**સિદ્ધરાજ**—

આવડી હઠ સાને કરે, સમજો મનમાં નાર,
આપુ તુજ ભરથારને, ભારે ગર્થ ભર્યા ભંડાર.
ન જાશો.

**જશમા**—

વાંકુ ના વદશો તમે ,સાંભળી થાયે શુળ,
પતિવ્રતા હું નાર છું, ઝાઝુ છેડવાથી દુઃખનું મુળ.
મુકી દયોને પાલવ મારો.

**સિદ્ધરાજ**—

માની મારી આમના, ચાલો પાટણ શેહેર,
જો નહી માનો માનુની; તો તો વરતાવું કાળો કેર.
ન જાશો.

જશમા—

બેલી છે ઇશ્વર સદા, રાખે સહુનો ટેક,
ધિક તને કહું છું અરે, દીસે વીપરીત તારો વીવેક.
મુકીને દયોને પાલવ મારો

જશમા-- માલિની છંદ.

અરરર શું અધર્મિ ધિક્ક કહુંછું તુનેરે,
સમજ સમજ શાણા, મુકી દેતુ મેનરે;
પતિવ્રત નહીં છોડું, જીવ જાશે કદારે,
વિપરીત દુઃખ વેઠું, વિશ્વમાં સર્વદારે.

સોરઠો.

કહુંછુ હું નીરધાર શ્રાપ માહરો એટલો,
રહેજે તુ સંસાર પુત્ર વીનાનો સર્વદા;

એટલુ કહીને કટાર ખઇને પોતે મરણ પામે છે.

## પ્રવેશ ૯ મો.

### સ્થળ સિધ્ધરાજની રાજકચેરી

સિધ્ધરાજ—

મારા પંથીરામ પ્રણામરે સમાચાર સા લાવ્યા, એ રાગ.
સાચુ વદોરે સુખકારી રે પ્રવાશી પરૂણા,
આ છબી ઉત્તમ જોઈને મુજ આનંદ અંગ ન માય;
ચંદ્રસમુ મુખ દેખતાં મારી કાયામાં કંઈ કંઈ થાયરે, પ્ર.
આંખ રૂડી અદભુત દીસે છે નિર્મળ ગોરૂ ગાત્ર;
ચંદ્ર બીંબ સમ કાંતિ જેની, મોહ્યો હું ઝાખી માત્રરે. પ્ર.
કોણ ગ્રહે આ કામનીરે કોણ પીતાની પુત;

કોણુ હશે એનો નાવલોરે ભામની છે અદ્દભુતરે. પ્રવાસી.
ન્યારૂ ન થાયે મનડુ મારૂ ચીત હરણી છે નાર;
કોને વીરા ભામની કેરો ભાગ્યશાળી ભરથારરે. પ્રવાસી.
સાચુ કહુંછું સત વેણા હું બ્રહ્માએ હાથે ઘડેલ;
ધન્ય જનુની તેહની જેમાં જુક્તી અનેક જડેલરે. પ્રવાસી.

**બારોટ—** રાગ ઓખાહરણનો.

પૃથ્વીપતિ ના આકળા થાશો, કદી મનમાં ના ગભરાશો;
રૂડી અયોધ્યા નગરી વિશાળ, અર્જુનદેવ ત્યાંનો છે ભુપાળ.
મધુમુખી એ પુત્રીનું નામ, ગુણવંતી છે રૂપનું ધામ;
ખોળે વર વરવાને કાજ, તેડયા રાય રાણા મહારાજ.
આપ લાયક છો તેહ સંગે, સ્વયંવરમાં પધારો ઉમંગે;
લઈ કંકોતરીને હું આવ્યો, રૂડા સર્વ સમાચાર લાવ્યો.
એ છે રતી સરીખી નાર; આપ કામતણા અવતાર;

પછે એક કાગળ સિદ્ધરાજ લખીને આપે છે તે કાગળ બારોટ લઈને જાય છે.

## પ્રવેશ ૧૦ મો.

સ્થળ અયોધ્યા નગરીમાં મધુમુખીનો એકાંત અવાસ.

**મધુમુખી—** રાગ ગીરધારીનો.

સુણ સુંદરીરે પત્ર લખુછું પ્રીતે, પતિનસમ સ્નેહની રીતે ટેક.
કહું પ્યારીરે છબી જોઈ ચીત ચટકયુ, અલબેલી તુજમાં અટકયું;
નવ ગોઠેરે કામ મને કાંઈ ઘરમાં, અબળા વસીછે અંતરમાં,

ઝુલ.

ચોટયુછે ચિત તુજ પાસેરે, હું હરનીસ રહુછું ઉદાશેરે;
સહુ રાજ્ય ઉજડસમ ભાસેરે,મણી સરખીરે ચાળ તનેએક ચિતે. પત્નિ.
મેં મનથીરે વરવા તુજને ધાર્યું, તેથી કારજ સર્વે સુધાર્યું;
હવેઆજથીરે અબળા તુજને વળગ્યો, નહીં થાઉ હવે કદી અળગો.
સુણી બારોટ કેરી વાણી, મારી દેહજ ત્યાંથી લોભાણી;
ખરી પદમણી તુજને પ્રમાણીરે, માટે લખીયો પત્ર મેં પ્યારી પ્રીતે.
પત્નિસમ.

તલસુછુંરે તુજ દર્શનને કાજે, અટકી રહુ લોકની લાજે;
નવ ભાવેરે ભોજન મુજને ભાણે, વિંધાયો નયનને બાણે;

ઝુલ.

મને નિંદ્રા નિશાએ ન આવેરે, કંઇ રાજનુ કાજ ન ફાવેરે;
તુજ છબી વણી તલસાવેરે, મધુમુખીરે પાજે મધુરસ નીતે પત્નિ.
નવ ગોઠેરે મેડી હવેલી ને જાળી, વશી અંતર તુજ રૂપાળી;
એક દહાડોરે વર્શ સમાણો થાય, તુજ પ્રેમ અધીક જણાય.

ઝુલ.

થયુ ભાગ્ય સફળ આ મારૂરે, પ્રીય પ્રીયા કહીને ઉચારૂરે;
ઝટ સુંદરી સુખ સંભાળુરે, હું આવીશરે થોડા દીનતો વીતે.
પત્નિસમ,

મધુમુખી કાગળનો જવાબ લખીને આવેલા બારોટને આપેછે.

## પ્રવેશ ૧૧ મો.

### સ્થળ—પાટણમાં સિદ્ધરાજની કચેરી (રાગ બનઝારો.)

પ્રિતમછો પ્રાણ હમારા, સહુ વાંચ્યા બોલ તમારા; ટેક.
મેં સુણી કીર્તી સૌ સારી, બેઠીછું વરવા ધારી;
આવેછે હર્ષની ધારા. સહુ વાંચ્યા.
છો ક્ષત્રી ટેકના ધારી, નિશ્ચે હું આપની નારી;
પ્રીતમછો પ્યારા મારા. સહુ વાંચ્યા.
ઉપકાર કર્યો બહુ આજે, મોકલી છબી મહારાજે
પ્રીતીની રીત એ પ્યારા. સહુ વાંચ્યા.
સ્વયંવર વેળા ધારી, કરી લગ્ન તણી તૈયારી;
તમે સુખદાતા પતી મારા. સહુ વાંચ્યા.
જોઇ અદભુત રૂપ તમારૂ, મનડું વિધ્યું છે મારૂં;
નથી અવર કોઈ આધારા. સહુ વાંચ્યા.
ચાલુકેલા ઉત્તમ જાણુ, પુરણ હું ક્ષત્રી પ્રમાણું;
છુ દીન દાશી તમ દારા સહુ વાંચ્યા.
જોઈ રૂપ આપનું આહીં, બની ઘેલી સુધ બુધ ખાઇ
ચાલે છે નયન આધારા. સહુ વાંચ્યા.
હવે વિયોગ દુઃખજ સાલે, વશ થઈ છુ હું તમ વાલે;
તમમાં છે પ્રાણ હમારા. સહુ વાંચ્યા.
મળીયા તમ સરખા સ્વામી, હું પુરણ સૂખડુ પામી;
જશવંત તમે જશવાળા, સહુ વાંચ્યા.

## પ્રવેશ ૧૨ મો.

### સ્થળ—અયોદ્ધા નગરમાં સ્વયંવર મંડપ.

**અર્જૂન**— રાગ ઓખાહરણનો.

સાંભળજો સર્વે ભુપ, સ્યંવર કર્યો છે અનુપ.
મધુમુખી જે પુત્રી મારી, બેઠી છે તે વરવા ધારી.
દેશોદેશના રાજા મેં તેડયા, આપ આવી અહીં બીરાજ્યા;
ખુશીમાં જો આવશે તેને, વરમાળા આરોપશે એને.
રૂપ ગુણ હસે જેનામાં, આરોપશે હાર ગળામાં.
કન્યાદાન તો આજે દઈશું, પુત્રી આપીને સૂખીયા થઈશુ.

પછી મધુમુખી આવે છે ને સિદ્ધરાજને હાર આરોપીને જાય છે.

## પ્રવેશ ૧૩ મો.

**સ્થળ**—મીનળદેવીનો એકાંત અવાસ.

**મીનળદેવી**— રાગ. ગોપીચંદનો.

લાડકડા મારા વેલા આવેરે જશ મેળવી,
છે બળીયો માળવનો રાજા કરજ્યે જોઇને કામ;
બાળક છે તું પુત્ર અહારા રાખો મનમાં હામરે. લાડ.
ચતુર સેન્ય ચોપાસે રાખી આગળ રહેજો આપ,
ક્ષાત્રીકુળમાં પ્રગટ થઇને ના ગણશો પરીતાપરે. લાડ.
આશા હીન કરશો નહી લડતાં જલદી વળજો ઘેર,
હે સૂરો ક્ષત્રી જાયો તું ગ્રહી હાથ સમશેરરે. લાડ.
હે તન તુજ વીણ તુજ માતાની ઘડી વર્ષ સમ થાય,
મુખ જોયા વીણ ચેન પડે નહીં દુ:ખથી દીવસ જાયરે લાડ.
તે માટે વેલા વળજો તમે કરી વિજય ભરપુર,
માળવ જીતી જલદી આવો રાખી મનમાં શુરરે. લાડ.
રક્ષા કરશે રઘુનાથજી શીર ઉપર શંકરદેવ,

હાથમહી અંબા બળ આપે સહાય કરે ભગવાનરે લાડ.
પુઠ ન દેજો શત્રુ હણજો ધરી બળ અપાર,
વાધો સુતશુકન જોઈ રૂડા કરજો સિદ્ધસહુ કાજરે. લાડ.

સિદ્ધરાજ પોતાની માતા પાસેથી આજ્ઞા લઇને મધુમુખી-ના અવાસમાં જાયછે.

## પ્રવેશ ૧૪ મો.

સ્થળ મધુમુખીનો એકાંત અવાસ.

**મધુમુખી**—હમકુ છોડ ચલે બનમાધુ–એ રાગ.

નહીંરે જવા દઉ નાથ તમોને, મુજથી વીખુટા કેમ થશોરે;
વીયોગ વેદના સાલે સલુણા, પ્રેમદા મુકી પ્રીતમ ના જશોરે.નહીં.
પરણીને પ્રીતમ તમ સંગે, સુખ નથી ભોગવ્યું સ્વામી જરીરે;
તલસ તલસ જીવ જાયછે મારો, કેમ રહુ હું ધીર ધરીરે નહીં.
પળ એક વર્ષ સમી મુને થાશે, વિયોગ વેદના થાય ઘણીરે;
નગર સહુ ઉજડ સમ ભાસે, અવની સહુમાંછે આપ ધણીરે. નહીં.
અરે હાય કેમ રહેવાય મુજથી, પ્રીતમનું મુખ જેયા વીનારે;
અંગો અંગ વિયોગ દમેછે, અરે દેવ આ શીછે બીનારે. નહી.
જાઓ કહેતાં જીભ ના ઉપડે, કાળજહુ કટકા મુજ થાયે;
ચિત્ત રહે નહીં સ્થીર આ વેળા, આપ વિના આ દીન કેમજાયે.નહીં.
છે માળવ મહીપતી બહુ બળીઓ, યુદ્ધ તમોથી કેમ થશેરે;
છો કોમળ અંગે મુજ પ્રીતમ, એ સંકટ સહ્યાં કેમ જશેરે. નહીં.

**સિધરાજ**—કાળી ઘટા કોયલ બીન છાંઇ. એ રાગ.

આપોને રજા મુજ પ્યારી, કેમ રૂદન કરે સુખકારી;
જાઉ ક્ષત્રી ધરમને ધારી, ત્યાં સહાય થશે મોરારી. ટેક.
ઇશ્વરછે સૌને માથે, છે સૈન્ય સબળ સંગાથે,

જઈ હણુ શત્રુને હાથે, નવ ડરૂ હવે કોઈ વાતે;
તું કાયર અબળા જાને હું, વીર ઘણો બળવીર,
ક્ષત્રી શરીર ડરૂ નહીં નારી. કેમ રૂદન કરે સુખકારી.
હીમત મુજ મનમાં ભારે, છે અદ્દભુત ટેક અત્યારે,
શુરા સામંતો હારે જઇ આજ લઉં હું લાજ;
માળવા રાજ, કરી તૈયારી. કેમ રૂદન કરે. સુખકારી.

**મધુમુખી—** ગીતિ.

ઓ પ્યારા મુજ સ્વામી, આપ વીના એક પળ વર્ષ થાયે;
વિયોગનું દુઃખ દમશે, એકલડી મુજ દીન શાથી જાશે.

**સિધરાજ—**

સત્ય કહુછું પ્યારી, માળવ જીતી જલદી આવીશું;
સત્વર જય ત્યાં થાશે, નવીન વસ્તુ તુજ માટે લાવીશું.

## પ્રવેશ ૧૫ મો.

સ્થળ ધારા નગરીની ભાગોળ

**સિદ્ધરાજ**—યશોવરમાના ઉપર કાગળ લખેછે.

(હે ચાંપરાજ હે ચાંપરાજ) એ રાગ.

હે માળવપતી (૨) તું કાયર બનીયો છેક,
ક્ષત્રી થઇને કુળ વગોવ્યું મુકયો તનનો ટેક;
તું બન્યો બાયલો (૨) ખોઈ પીતાની લાજ,
સુરાના સૌ ધર્મ તજીને નહીંત કીધું કાજ.
શું કાયર બનીયો (૨) ઉઠ ગ્રહી હથીયાર;
ગુર્જરપુત્રો આવો ઉભા યુધ્ધે થા તૈયાર;
છે બહુ બળીયો (૨) કયાંહાં ગયું તુજ શૂર,
બન્યો છેક બળહિણ બાપડો નબળું દીસે નૂર.

**ક્ષત્રી હોય જે (૨) યુદ્ધ તજી નવ જાય:**
રણસંગ્રામ તજે જે શૂરો તે કાયર કહેવાય;
ધીક તનેછે (૨) શું પેઠો સંતાઇ;
ગુર્જર સૈન્ય કરે મશ્કરી અપકીર્તી પસરાઈ;
ઉઠ હવે તું (૨) સાવધ થા આ વાર,
સિંહ પેટ શીયાળ જનમીયો તુજ બળને ધીક્કાર.
શૂરાપણુ સૌ (૨) ગયું તાહરૂં ક્યાંય,
બની બાયલો મુજને ભાળી પેઠો ગઢની માંય.

## પ્રવેશ ૧૬ મો.

સ્થળ યશોવર્માનની કચેરી.

સિદ્ધરાજનો આવેલો અપમાનો કાગળ વાંચીને એકદમ (ક્રોધથી) બોલી ઉઠેછે.

**યશોવર્મા**—ક્ષત્રી કલંક કેમ લેશેરે.—એરાગ.

ઉઠો યોધ્ધાઓ ધરો હથિઆર, ક્ષત્રીતો ટેક કેમ તજેરે.
કરો ગુર્જર તણો સંહાર; ક્ષત્રીતો.
ઝટ સેનાપતી થાઓ તૈયાર, ક્ષત્રીતો.
જયસીંહ સામા લડવા જાઓ. ક્ષત્રીતો.
સજ્જે બખતર પાખર વીધ સાર, ક્ષત્રીતો.
મારો ગુજરપતીને આજ માર; ક્ષત્રીતો.
નથી જાણતો માળવનુ એ જોર, ક્ષત્રીતો.
કરો યુદ્ધ એ શું વયમાં કીશોર. ક્ષત્રીતો.
ઝાઝી જુવાનીમાં ઉન્મત આપ, ક્ષત્રીતો.
કેમ સહી શકે રાણા પરીતાપ; ક્ષત્રીતો.
સિંહ સમા સૌ માળવ જોધ. ક્ષત્રીતો.

નથી જાણતો એ આવ્યો કરી ક્રોધ, ક્ષત્રીતો.
આજ દાખવોને ઉત્તમ શૂર; ક્ષત્રીતો.
મારી કરો એ શત્રુને ચકચૂર. ક્ષત્રીતો.

**પ્રધાન**— રાગ કલ્યાણ.

સીદ સોચના કરો પ્રભુ ધ્યાનતો ધરો,
આજ સિદ્ધરાજને દઉ દંડ તો ઘણો; ટેક.
નિશ્ચે કહું છું સ્વામી આજે લેશું તેની લાજ,
પાછા કાઢાડું ગુર્જરપુત્રોને કરૂં વીજયનું કાજ. સીદ.
શાણે એના બાર એવડા દીસે બાળક વેશ,
બાંધી લાવું બળથી તેને શરમ ન રાખુ લેશ. સીદ.
અપાર દળ પણ નીર્બળ તેનું કહું છું સાચી વાત,
માનો સાચુ માળવ જોધા કરો યુધ શાક્ષાત. સીદ.
ઉઠો લ્યો હથીયાર હાથમાં કરો રણસંગ્રામ,
બળહીણાના બન્યા બાયલા રાખો મનમાં હામ. સીદ.
ધર્મ ક્ષત્રીનો મનમાં જાણી ગ્રહો હાથ સમશેર,
કડાઝુડ જઇ કટક ચઢાવો કરો શત્રુને ઠેર. સીદ.

## પ્રવેશ ૧૭ મો.

સ્થળ રણભૂમી.

**સીધરાજ**— ક્ષત્રી કલંક એ રાગ.

આવ આગળ તુ માળવાના રાય. ગુર્જર કેમ ટેક તજેરે.
તારા કૃત્યની હું કરૂં શીક્ષાય ગુર્જર.
અતી ભરાગો દીસે છે અંહકાર, ગુર્જર.
કરૂં સૈન્ય સહીત સંહાર; ગુર્જર.
તારૂં ક્ષત્રીવટ તું સંભાળ, ગુર્જર.

ડરી પાછળ રહયો તું ભુપાળ. ગુર્જર.
અલ્યા ગુમાની કયાં ગયું તુજ જોર, ગુર્જર.
તારી કાપી નાખું જીવ નદોર; ગુર્જર.
જોજે પરાક્રમ મારૂં તું આજ, ગુર્જર.
કરૂં બંધન ને લઊં તુજ લાજ. ગુર્જર.
અલ્યા ક્ષત્રી હું છું ગુર્જરનો રાય, ગુર્જર.
તુને દેખાડું હું યુધની વિદ્યાય. ગુર્જર.

**યસોવરમા—** રાગ સદર.

અલ્યા કરે છે શું આપના વખાણ. ગુર્જરપતી ઠેર મારૂં રે.
તારી સૈન્યા કેરી વાળી નાખુ ધાણ. ગુર્જરપતિ.
અલ્યા બાળક શું બોલે વધું બોલ. ગુર્જરપતિ.
એક પળમાં ઉતારૂં તારો તોલ. ગુર્જરપતિ.
ખબડદાર તું જોજે મારા હાથ. ગુર્જરપતિ.
ઠેર કરૂં આજ ગુર્જરનો નાથ. ગુર્જરપતિ.
સીંહ એક તોય મારે છે અનેક. ગુર્જરપતિ.
નહીં રહે મારી સામે તુજ ટેક. ગુર્જરપતિ.
કરૂ રાંકડી રંડાવું ગુર્જર આજ. ગુર્જરપતિ.
રાખું કેદમાંને લઉ તુંજ લાજ. ગુર્જરપતિ.
રણ માંહે રાખું તુને આણે ઠામ. ગુર્જરપતિ.
યશોવરમા જાણજે મારૂ નામ. ગુર્જરપતિ.

## પ્રવેશ ૧૯ મો.

મધુમુખી પોતાનો પતિ માળવા ઉપર લડાઇ કરવા ગયો છે. તે નહીં આવવાથી પોતે દાસી પ્રત્યે કહે છે.

**મધુમુખી—** રાગ દક્ષણી લાવણી.

દાસી શું થશે સ્વામી તોં ના આવ્યારે,

પ્રાણ જાય મન મુઝાય દુઃખ થાય વાગે ઘાય;
સંદેશો ન આવ્યોરે— દાસી.
સ્વામીનો વિયોગ કાળજે લખાયરે,
સ્થીર મન રહે ન તન લાગે વન થયુ દહન;
જ્યારે સ્વામી ગયારે— દાસી.
ધીરજ શું ધરૂં સ્વામી ના દેખાયરે,
વિયોગ બાણ જાણે કાળ નથી ભાળ એ ભુપાળ;
કેમ ન જણાયારે— દાસી;

**દાસી—** રાગ સદર.

ધીરજ રાખીને રહોને મુજ બાઈરે,
સ્વામીનાથ આવે કાલ મળે ભાળ છે દયાળ;
પ્રભુ સુખ દાઈરે— ધીરજ.
આવશે હવે એ સ્વામીની વધાઈરે,
કરો વિચાર મન માંય બળ અપાર છે ભુપાળ;
કહોને ગીત ગાઈરે— ધીરજ

પછી સીદ્ધરાજ પ્રવેશ કરે છે.

**મધુમુખી—** તેં તો ઘટમાં ઘર કીધું એરાગ.
આજે આનંદ ઉલટયો મુજને બેની અંગ મારે.
પ્રાણપતિ મુજ ઘેર પધાર્યા માળવનાં જોદ્ધા બહુ માર્યા.
યશોવર્માને બાંધી લાવ્યા સંગમાંરે- આજે આનંદ.
આજ મારૂ અંતર હરખાયું ઇશ્વરકૃત અદભુત સમજાયું.
વિજય મેળવી આવ્યા રશીયા રંગમારે- આજે આનંદ.
કીધો આ ઉપકાર પ્રભુએ વશ માળવ સહુ કર્યો વિભુએ.
તે જોઇને સઘળી પ્રજા ફરે આનંદમારે- આજે આનંદ.

ધન્ય તુને અંબામાતંગી દીવસ આજે દીસે ઉમંગી
બાર વરસે હું બેસુ સ્વામી સંગમાંરે- આજે આનંદ
ઇષ્ટ દેવ શંકર તું સાચા જીત કરી આવ્યા મહારાજા
ડંકો દઇને શોભ્યા માળવ જંગમાંરે- આજ આનંદ

## પ્રવેશ ૧૯ મો.

**સ્થળ**. પાટણનગર

**પ્રજા—** રાગ આશાગોડી

જય ઇશ્વર જગદાતા પ્રભુમારા જય ઇશ્વર જગદાતા
આજ સોલંકીને સહાય થયો તું
આપ્યુ અધીક સુખ શાતા— પ્રભુમારા.
માળવ જીતી પધાર્યા પોતે
ઠેર કર્યા મદ માતા. પ્રભુમારા.
આનંદ આજે સૌને અંગે
મધુરથી મંગળ ગાતા પ્રભુ મારા.
ઉપકાર અધીક કર્યો પ્રભુ અમને
જયજય વિશ્વ વિધાતા. પ્રભુ મારા.
નગર સહુ આજ જમશે ઉજાણી
ઘેર ઘેર ગીત ગવાતા. પ્રભુ મારા.
અરજ અમે સહુ આજ ઉચરીએ
અવીચળ રહો આ રાજા પ્રભુ મારા.

## પ્રવેશ ૨૦ મો.

**સ્થળ** પાટણમાં સિદ્ધરાજની કચેરી.

( મહારાજા, પ્રધાન, સામંતો પછીથી ફરીયાદી )

રાગ. વૈદરભી વનમાં વલવલે. એ રાગ.

**ફરીયાદીઓ—**

સાંભળજો અમ વિનતી કરીએ દુઃખના પોકાર,
દુઃખ પડે અમને ઘણું કહેતા આવ્યા આવાર. સાંભળજો.
ગુર્જરની દક્ષિણ તરફે અમે વસીયેજ વાસ;
ગામ અમારાં ઉજડ કર્યા કીધાં ઉજડ અવાસ. સાંભળજો.
સુત બંધુ સૌને હણ્યા કર્યા નીપાત સર્વ;
રાખેંગાર રણને વીશે આવે રાખીને ગર્વ. સાંભળજો.
લુટી લીધાં સૌ ગામડાં કીધા લોક હેરાન;
સોરઠ અધીપતી આવાગો કીધો ભારે જાન. સાંભળજો.
આ દુખ કયાં જઈ બોલીયે ગુર્જર જુલમ અપાર;
વાગો કયાં વશીએ અમો રહે નર અને નાર. સાંભળજો.
મારી કુટી ધન લઇ ગયા કીધા રાંક કંગાળ;
આવીયા અરજ પોકારવા થયા ભુંડા હેવાલ. સાંભળજો.

**સીદ્ધરાજ**—ફરીયાદીઓને કહે છે જાઓ હું તેનો પકો બંદોબસ્ત કરૂં છું

## પ્રવેશ ૨૧ મો

**સ્થળ.** મધુમુખીનો એકાંત અવાસ.

મધુમુખી તથા સિદ્ધરાજ

રાગ સીયાનો કનરો.

**મધુમખી—**

છો મુજ જીવન પ્રાણ અમારા થાશો નહીં કદી નેણથી ન્યારા છો
આપ વિયોગે અન્ન ન ભાવે ભાન ભુલુ વાગે ભયના ભણકારા છો
સંયોગ સાથ સદા સુખકારી સાંતી રહે મુજ મનમાં પ્યારા છો
તન મન ધન સહુ અર્પણ કીધુ પાલવ વલગી હું પ્રેમની દારા છો

આપ વિના એક પળ નવ રૂચે મહા દુઃખ લાગેછે મનમાં મારા છો
નયન મીલાવીને રહો મુજ મોહન છુ તમ આશરે પ્રાણ આધારા. છો.

**સિદ્ધરાજ**—પ્યારી આજે મારે સોરઠ ઉપર લડાઇ કરવા જવીછે માટે ખુશીથી મને રજા આપ.

ધીક ધુવાધીક મુજને—એ રાગ

**સિદ્ધરાજ**—સાંભળ નાર સુલક્ષણી જાઉ યુધ્ધે હું આજજી;
સુખમાં રહેજો તમે સર્વદા, કોડે કરજો આ રાજજી.
સાંભળ નાર સુલંક્ષણી.

**મધુમુખી**—મુજને મુકી હો માવજી કેમ વિચરોવિ દેશજી,
આંશરે કોને હું અહીં રહુ હજુ બાળક વેશજી.
નારે જશો મોરા નાથજી.

**સિદ્ધ**—સોરઠ દેશનો રાય છે, નથી માનતો આણજી
વશરે કરૂ જઈ તેહને પ્યારી કહુછું પ્રમાણજી. સાંભળ.

**મધુ**-ભરરે જોબનમાં ભરથાર વિના, જોબન ઝોલાંરે ખાયજી
રંગમાંરેભંગ કરો નહીં, છોડી શીતળ છાંયજી. નારે.

**સિદ્ધ**—ક્ષત્રી ધરમને સાચવી, જાવું યુધ્ધે જરૂરજી
ઉન્મત્તને હણવો સદા, જોવુ ક્ષાત્રીનું શુરજી. સાંભળ.

**મધુ**—સોરઠ પતિ બળીઓ બહુ ઝાઝુ સૈન્ય તે. સાથજી.
ગિરી ગિરનાર સમો ત્યાં, કેમ જીતાશે નાથજી. નવરે

**સિદ્ધ**-માળવ પતિ સરખા જુઓ, કીધા વશ મેં આ વારજી.
કોણ લેખામાં એ બાપડો, શાછે સોરઠના ભારજી સાંભ.

**મધુ**—જાય ઘડી મારે વર્શની, તલસે તમ વિણ. પ્રાણજી.
પ્રીત બાંધી અળગી કરો વાગે રૂદીઆમાં બાણજી. નવરે.

**સિદ્ધ**—ક્ષત્રીની વટ સંભાળવી કરવી દેશની સેવજી

શ્રીમત દીન સરખા ગણે ત્યારે રીઝે છે દેવજી. સાંભળ.

**મધુ**—રાય ખેંગાર-કુશળ દીસે, યુદ્ધ કામે પ્રવિણજી.
જાદવ કુળમાં એ જનમીયો કેમ થાશે એ શર્ણજી. નવરે.
**સિધ્ધ**—વશ કર્યું માળવ સહુ, ચક્વે હિંદુસ્તાનજી.
દક્ષિણ દેશે દુવાઈ ફરે લીધાં મોટાં સ્વસ્થાનજી. સાંભળ.
**મધુ**—વાત સુણીને આ યુદ્ધની તરફડે માહરૂં તનજી.
સુતેલો સિંહ જગાડવો નિપજે કંઇક વિઘ્નજી. નવરે.
**સિદ્ધ**—ગુણ વાળો ગુજરાત છે બળીયું પાટણ રાજજી.
ખરની માફક એ ખેંગારને મારી લઇશ હું લાજજી. સાંભ.
**મધુ**—સ્વામી વિયોગની વેદના, મુજથી ના સહેવાયજી.
આપ વિન દુખ ઉલટે મારા દીન કેમ જાયજી. નવરે.
**સિદ્ધ**—કાલે આવીશ હું કામની, જીતી સોરઠ રાયજી.
શાને કરે કલ્પાંતનું સિદ્ધ કારજ થાયજી સાંભળ.

પછીથી ઘણી વારે મધુસુખી રજા આપેછે એટલે સર્વ સેન્ય લઈને સિદ્ધરાજ સોરઠમાં પ્રવેશ કરે છે.

## પ્રવેશ ૨૨ મો.

સ્થળ-જુનાગઢમાં રાણકદેવીનો એકાંત અવાસ
રાણકદેવી પછીથી રાય ખેંગાર.

**રાયખેંગાર**—પ્યારી આપણા ઉપર આજે ગુર્જરનો રાજા ચઢી આવ્યો છે માટે મારે તેની સામા લડવા જવું છે માટે સત્વર રજા આપ.

**રાણકદેવી**— રાગ ગોપીચંદનો.

હો પ્યારા મારા લઢવુ નથીરે ગુર્જરસાથમાં,
નવ થાશો સામા ઝાલો નહીરે ખાંડુ હાથમાં-ટેક

એ છે બહુ બળીયો મહારાજા તમથી નહીં જીતાય
હાર પામશો અંતે સ્વામી સેન્ય સહુ મરી જાયરે. હો.
ખેંગાર—શું નારી તું વાત કરે છે એના શા છે ભાર,
મુજ બળથી હું સૌને મારૂં કરૂં શત્રુનો સંહારરે. હો.
રાણકદેવી—નિશ્ચે કહુંછું તમો જઇને માની મુજ વચન,
નથી સેન્ય તમ સંગે સબળુ કરગરી કહુ રાજનરે. હો.
ખેંગાર—વશ કીધા મેં મોટા રાજા યુદ્ધ કરીને સાથ,
તો આ ગુર્જર કોણ ગણતરી નિશ્ચે મારૂ નાથરે. હો.
રાણેક—માળવ સરખા મોટા રાજા વશ કીધા છે આજ,
પ્રબળ સેન્ય સંગાથે મોટું શ્રી ગુર્જર મહારાજરે. હો.
ખેંગાર—કદી નહીં હું શીશ નમાવુ માનો તે નીરધાર,
થાવાનુ તે થશે સર્વદા પ્રભુ ઇચ્છા સહુ સારરે. હો.

ઘણી પ્રકારે રાણકદેવીએ સમજાવ્યો પણ નહીં સમજતા પોતાની ફોજ લઇને એકદમ ગુર્જરની છાવણી પર ધસી આવે છે.

## પ્રવેશ ૩ જો.

સ્થળ—જુનાગઢની પાસેની રંગભુમી.

**સિદ્ધરાજ—** બેત.

સાંભળ રાય ખેંગાર આજે ગર્વ કરે શું અપાર,
ગુર્જરપતિ સિદ્ધરાજ હું નિશ્ચે મારૂ ઠાર;
શીર કાપુ ઓ દુષ્ટ તારૂ ક્ષણુ ન લાગે વાર,
તુજ રૂધીરથી તૃપ્ત થશે આ મારી તલવાર.
મુજ સામે તું આવીયો લેશ ન રાખી લાજ,
કાયર તુજ કડકા કરૂં હું ગુર્જર મહારાજ.

**રાયખેંગાર—** રાગ સદર.

મુખ મુજથી સંતાડ તું કરે અતી અહંકાર,
તુજને હણવા કારણે તલપે આ તલવાર;
યશોવર્માને કેદજ કીધો નહીં આ તેવું કામ,
તુજ મસ્તક જમડા ભમે સમરી લે શ્રીરામ.

પછી રાયખેંગાર યુદ્ધમાં હારવાથી મરણ પામે છે ને સિદ્ધરાજ પછીથી રાણકદેવીના વાસમાં જાય છે.

## પ્રવેશ ૨૪ મો

સ્થળ–રાણકદેવીનો એકાંત અવાસ.

રાણકદેવી પછીથી સિદ્ધરાજ.

રાણકદેવી પોતાના પતીના મરણની વાત સાંભળીને રૂદન કરે છે.

**રાણકદેવી** સૈયર દુઃખ શું દાખવું એ રાગ.

કેર થયો આજે કારમો, મુવા જીવનહાર.
સોરઠ દેશ સુનો પડયો, મરતાં રાય ખેંગાર. કેર.
સુખના દીવસ જતાં રહ્યા, ઊગ્યા દુઃખના ઝાડ;
ધીક ધીક મારી જાતડી, ડુલ્યા ગીરી ગરાડ. કેર.
છતર પલંગમાં પોઢતાં, લઈ પ્યારાને પાસ;
એ ધડ રણમાં રડવડે, હાય થઇ છે નીરાશ. કેર.
પ્રાણજીવન હો માહરા, મુકી કયાં ગયાં નાથ;
કેમ રઝળતી મુને કરી, છોડી જન્મનો સાથ. કેર.
કયાં હવે મુખ દેખી શું, રાખું કોનો આધાર;
રાંક બની રાણકદેવી, મરતાં રાય ખેંગાર. કેર.

પીયુને તજાવનાર—એ રાગ.

અરે મુર્ખ દુષ્ટ કેમ લાજતો નથી,

શું કહું વીશેષ વારરે મથી મળી.
પ્યારી શબ્દ શું વદે છે પાપી દુષ્ટ તું,
છું સતી શુશીલનારરે અભાગી હું.
અપવિત્ર વાકય બોલતા તું કેમ ના ડરે;
રે દુરાત્મરાય આભ શીર ના અડે.
જીભ તારીરે જરૂર ટુકડા થશે,
અંત કાળે નર્ક તુને પ્રાપ્તરે હશે;
અસત્ય વાત ઉચરે કેમ મુર્ખ રાય,
જુઠું ભાખતાં જરૂર જીભડી છેદાય;
જા હવે તું દુષ્ટ મુખ તાહરૂં સંતાડ,
શામ આ શરીર કદી મુને ના દેખાડ;
ભલે કદી સુર્યોદય પશ્ચિમમાં થાય,
ભલે કદી સમુદ્ર માઝા મેલીને જાય.
ભલે ગૃહો સરવ તે પૃથ્વી પર પડે,
ભલે કદી આકાશ તેજ પૃથ્વીને અડે;
હડ લેઉ તોજ છેક નીપજે વીનાશ.
તોય રાણકદેવીની તું રાખ નહી આસ,
પીતાની સમાન હું ગણું છું તુજને.
દુર રહે અડીશ નહી લગાર મુજને,
વીનતી કરીને હું માગુ છું સ્વામીનાથ.
બળવું છે આજ મારે સ્વામીની સાથ.

રાણકદેવી સતી થવા જાય છે તે વખત જુનાગઢને પ્રણામ કરે છે.

**રાણકદેવી** રાગ આશાવરી જોગીઓ.

તજીને જાઉ છું લોકને આ જગત મહીથી આજ.

પ્રિતમ પુંઠે પરવરૂં ગયા જ્યાં ગીરીરાજ;
સર્વ જગત શુંનું પડયું સોરઠને ગીરનાર,
રંડાપો રાણકદેવીને હાય મરતાં રાય ખેંગાર,
ધીક ધીક રાજ તુજને માર્યો જીવનહાર.
રંડાપો રાણકદેવીને હાય મરતાં રાય ખેંગાર,
સોરઠ સુરજ આથમ્યો તજી ગયા ભરથાર;
રંડાપો રાણકદેવીને હાય મરતાં રાય ખેંગાર,
જેવી બળે મુજ જાતડી તેવી બળો તુજ નાર.
રંડાપો રાણકદેવીને હાય મરતાં રાય ખેંગાર,
છેલા પ્રણામ આ દેશને સાક્ષી સરજન હાર;
રંડાપો રાણકદેવીને હાય મરતાં રાય ખેંગાર,
પ્રણામ ગઢજુના તણે પ્રણામ આ દરબાર.
રંડાપો રાણકદેવીને હાય મરતાં રાય ખેંગાર,
પ્રણામ ગુરના પાયને પ્રણામ ગીરી ગીરનાર,
રંડાપો રાણકદેવીને હાય મરતાં રાય ખેંગાર.

## પ્રવેશ ૨૫ મો.

સ્થળ વઢવાણની ભાગોળ.

**રાણકદેવી—** રાગ વીજયટેકનો.

હદ આવી ગઈ કહું છું આ વાર. સતી તો સત નહી ચુકેરે
દુષ્ટ દુર થા તું મુજથી નીરધાર. સતી તો
ધિક ધિક તુંને કહુ છું હું રાય. સતી તો.
જગ મહી મુજ આબરૂ ગવાય. સતી તો.
નવ રાખીશ તું હવે, મુજ આશ. સતી તો.
ઘણું ' છેડવાથી નીપજે વીનાસ; સતિ તો

લાવ પવિત્ર પતીનું શબ આજ, સતી તો.
બળી મરવું છે સંગ મહારાજ, સતી તો.
ગયા પીયુ મને લાગે બહુ વાર, સતી તો.
ત્યાગ કરૂં હું આજે સંસાર, સતી તો.
ઝાઝું કહું શું તુંને હવે રાય. સતિ તો.
રેજે વાંઝીયો ન પુત્ર તારે થાય. સતિ તો
એજં કહું છુ હું તુને ધરી રીસ. સતિ તો.
કરૂં પ્રણામ હું હવે જુગદીસ. સતિ તો.

( રાણકદેવી બળી મરવા તૈયાર થાય છે અને કાષ્ટ ખડકી ચીતા બનાવે છે, અને તેમાં પોતાના સત્યના જોરથી એકદમ અગ્ની પ્રગટાય છે અને પોતે તેમાં પડતાં પડતાં બોલે છે

દયાળુ દેવ કૃપાળુ તું—એ રાગ
(આંખમાં આસુ સહીત ડસકાં ભરતી.)

જગતના દેવ દયાળુ તું, સદા છું શર્ણ તારે હું
ગયા ભરતારને જાઉં, હવે શીદ ખોટી હું થાઉં.
અચાનક દુઃખ પડ્યું શું આ, અરે હો! હો! અરે હા હા!
નથી મેં તજી કદી સેવા, અરે હો! હો! અરે હા હા!
થજે તુ પ્રભુ સદા સહે, જેથી સહુ દુઃખતા જાય
બળુ છું અરે હું સ્વામી આ, અરે હો! હો! અરે હાહા!
સુણી વીનતી જગત સ્વામી, પ્રણમુ તને હું શીરનામી;
કરછુ પ્રણામ અંબે માત, અરે હો! હો! અરે હા હા!
સ્વર્ગે મુજ નાથ મેળવજે, સંદેશો શામને કહેજે;
આવું છુ હવે પલકમાં ત્યાંય, અરે હો! હો! અરે હા હા!

જય અંબે જય અંબે એમ બોલતી કંકૂ ઉછાળતી એ-
કદમ અગનીમાં પ્રવેશ કરી બળી ભસ્મ થઈ જાય છે

**સીધ્ધરાજ—** રાગ. આશાગોડી

માગુ ક્ષમા પ્રભુ તારી, આ કૃત્યની માગુ ક્ષમા પ્રભુ તારી;
ક્રોધ કરીને સતી સંતાપી, કોણ ગતી હવે મારી. આ કૃત્યની.
પાપ સહુ મુજ પ્રલય કરજે, અરજ છે એટલી મારી. આ કૃત્ય.
કામ ક્રોધથી કૃત્ય કર્યું આ, ભુંડાઈ કીધી ભારી. આ કૃત્યની
રાણકદેવી પ્રતીવૃતાપર. દુષ્ટ મેં બુધ્ધિ વીચારી. આ કૃત્ય.
શ્રાપ થયો છે તેહ સતીનો, ભય લાગે છે ભારી. આ કૃત્યની.
પતી ભકતીમાં પુરી હતી તે, સતી થઇ તેહ નારી. આ કૃત્ય.
મે અપરાધ અગાધ કર્યા છે, માફ કરો જયકારી. આ કૃત્ય.
કામ કરૂ નહી આવુ કદીએ, ભુલ થઈ ઘણી મારી. આ કૃત્ય.
હે ઇશ્વર કર માફ હવે તું, સત્ય સતી તે સારી. આ કૃત્ય.
ધન્ય તુને હે રાણકદેવી, ધન્ય ટેક છે તારી. આ કૃત્ય.

આવી રીતે એ હાથ જોડીને ઈશ્વરની સ્તુની કરીને પ-
છી પોતાના દેસ જાયછે.



## સર્વે પાત્રો મળીને ઇશ્વરની સ્તુતી કરે છે.

### લાવણી.

સનમ સખેરી રૂઠ ગયે મેરે શીરપર આયા ચોમાસા

એ રાગ.

અલ્પ મતીથી ખેલ કર્યો આ, યથા શકતીથી આદરીઓ;
જન મન રંજન કરવા માટે, ઉત્તમ રૂપે ઉર ધરીઓ.

**બેત.**

માહારાજા સિધ્ધરાજનું ચરીત્ર બતાવ્યું,
માળવપર સ્વારી કરી તેહ સુણાવ્યું;
શુરા ક્ષેત્રીના ધર્મ કેવા ખરે,
કીધા આપ પાસે અમે આ સમે.

**ચાલ.**

સ્વયંવરની વાત સહુ તે રાય ઘેર છે જે રીતે,
યશોવર્મા ઉન્મત મહારાજા કેદ કર્યો કેવો પ્રિતે.
નજરે જોયું ચરિત્ર નારનૂ છે સઘળુ તે સુખકારી;
વિદ્યાવાળી ગુણવાળી ને હોય ભણેલી જે નારી.

**બેત.**

થયો કામ વશ એ મહા સિધ્ધરાજ,
ગયો લેવા રાણેકદેવીને કાજ;
થયુ અંતે કેવું સતી થઇ તેહ,
દસાવ્યું અમે આપ પાસેજ એહ.

**ચાલ.**

નમ્ર થઇને કરૂ વિનતી, ભુલ ચુક સહુ ક્ષમા કરો;
આજ પધારી આશ્રય આપ્યો, એ રીતે નીત્ય અનુસરો.
સિધ્ધરાજ નાટક આ રૂડું, પ્રેમ ધરી ભજવ્યું આજે;
ગોવરધનના પ્રણામ માનો, કીધું જ્ઞાન વધવા કાજ.

( પડદો પડે છે )

# જાહેર ખબર

## અમારા તરફથી બહાર પડેલાં પુસ્તકો,

**સુરશેન ચંદન કુમારી નાટક**—આવૃતી ત્રીજી ગ દ્ય પદ્યાત્મક હાસ્ય શૃંગાર રસથી ભરપુર છે. પુસ્તકનું વિવેચન આતરે નહીં કરતાં ફક્ત એટલું જણાવવાનું કે તેની ત્રીજી આવૃતી બહાર પડી છે તે ઉપર વાંચનારે ખ્યાલ કરવો. કીમત ૦-૨-૦

ગુર્જરપતિ **મહારાજા** સિદ્ધરાજ જયસીહનું નાટક મોટું ઘણું સરસ રાગ રાગણી સાથે છપાઇ બાહર પડશે ગુજરાતના માહારાજા સિદ્ધરાજ જયસીંહ અને સોરઠપતી રાયખેંગાર વચ્ચે ટંટો થવાનું મુખ્ય કારણ સતી રાણકદેવીનુજ હતુ. આ મનહર વાર્તાથી કોઇ અજાણ્યું નથી. આ પુસ્તક વાંચો અને સતીનું સત જુવો,—ગ્રાહકો ગ્રાહક થયા પછી બાહાર પાડવામાં આવશે. કીમત. ૦-૧૨-૦

સુરેખાહરણ નાટક—( આવૃતી બીજી ) આ ઉમદા પુસ્તક વાંચો અને ખરા સુરત્વથા સ્વદેશ શેવા બજાવો આ નાટકથી આખી આલમ માહીતગાર છે. પ્રસંસા કરવાની કાંઈ જરૂર નથી. કીમત ૦—૨—૦

**સાચાદેવનું** વર્ણન—આ પુસ્તક જૈન ભાઇઓને અતિ ઉપયોગીછે. માતરના વર્ણનનો આબેહુબ ચિતાર, સાચાદેવની ઉત્પતીનો સંપૂર્ણ હેવાલ, તેમના ચમત્કારોની નોંધ વીગરે બનતી મેહેનતથી સમાવવામાં આવ્યા છે, કીમત ૦-૧-૦

ગપ્પીદાસની ગપ્પ આવૃતી બીજી કીમત ૦-૧-૦

સાલીભદ્ર ચરીત્ર તથા નેમ રાજેમતીનો વિયોગ તઇયાર છે. આવૃતિ ચોથી ફકત કીમત ૦-૨-૬

અમદાવાદ } શા૦ મોહનલાલ જેઠાભાઈ
ઘવારની પોળ } કોઠવાળા.